॥ અહિંસા પરમો ધર્મ ॥

# ભગવાન મહાવીર !

( ગુજરાતી આવૃતી )

શા. સુરજમલ તલોકચંદ ડેરીવાલા
તરફથી તેમની સ્વ. પુત્રી
શાંતાના સ્મરણાર્થે ભેટ.

વીર નિ. ૨૪૬૦ વિક્રમ સં. ૧૯૯૦
ઈ. સ. ૧૯૩૪
આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦

પ્રકાશકઃ-
સાગરમલ મુલચંદ નલાટી. દાહોદ.

# પરીચય

**બહેન શાંતા** અને **ભાઇ સોભાગથી** અમારૂ કુટુંબ ઉજવળ હતું, અમારા કાકા **સુરજમલ** અને અમારી કાકી **સો. કપુરીબહેનનું** પ્રેમી પુતળું એ **શાંતા** હતી. **શાંતા** સ્વરૂપે બીન્ન પણ અનહદ પ્રેમને લઇ આત્મા એકજ. **શાંતા** એ ઉભયનુ સુખમય જીવન હતું.

**ભાઇ સોભાગ** એ મારો વચ્ચટ બંધુ તેઓએ અનેક મુસીબતોનો સામનો એમની જીંદગીમા કર્યો હતો અને સીનીયર બી. એ. સુધી પહોચ્યા પણ ઇશ્વરે આ ફુલને વધુ વિકસાવાનુ નક્કી નહી કરેલું એટલે સને ૧૯૩૦ ના સપ્ટેમ્બરની ૧૦ ને વાર શુક્રવારે ટાઇફોડથી ઈંદોરમા આલોકનો ત્યાગ કરી સ્વર્ગે ગયા હતા.

**બેન શાંતા** ડીપ્થેરીઆથી ૧૯૩૩ સપ્ટેમ્બરની ૧૦ ને વાર શુક્રવારે દેહ મુકી સ્વર્ગે ગઇ.

**ઉભય** ભાઇ ભગીની એકજ તિથિ એકજ વાર એકજ તારીખે અને એકજ કાળ ચોઘડીએ આલોક છોડી સ્વર્ગવાસ થયા

**પરમાત્માને એ આત્માઓને ચિર શાંતિ**
**અર્પવાની નમ્ર પ્રાર્થના કરતો તમારો બાંધવ**
**તલાટી સાગરમલ મુળચંદ**

# બે શબ્દ

**ભગવાન મહાવીર** ભારત વર્ષના એક પ્રસિધ્ધ મહાત્માં ( અંતિમ તિર્થંકર ) છે. એમને ભારતવર્ષમાં મહાન સત્યનો પ્રચાર કર્યો એમના જીવનની પ્રત્યેક ઘટના, વીરતા, સત્યતા, પવિત્રતા અને પ્રેમથી પરીપુર્ણ છે એમના પવિત્ર જીવન વાચવાથી પ્રત્યેક મનુષ્યના હૃદય અંદર એમના માટે આદરભાવ અને સત્ય તથા સાહસ આવ્યા વિના રહે નહીં.

**આ** પુસ્તક હીંદી **ભગવાન મહાવીર** નામના પુસ્તક પરથી લખવામા આવેલ છે અને તે બદલ તેના મુળ લેખકનો આભાર માનીએ છીએ કે જેથી **ભગવાન મહાવીરનું** સંક્ષિપ્ત જીવન ગુજરાતીમા પ્રગટ કરી શકાયુ

**તેમજ શ્રી. સુરજમલ તલોકચંદ શાહે** આ પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે જે સહાય્ય આપી છે તે બદલ તેમનો ઉપકાર માનીએ છીએ.

**વધુમાં પ્રેત** ભોજન પાછળ જે મોટો ખર્ચ કરવામાં આવે છે તે ખર્ચ ન કરતા આવા કાર્યમા સહાય્ય આપી **શ્રી. સુરજમલનું** અનુકરણ કરશે, એવી આશા છે.

લી

**તલાટી સાગરમલ મુળચંદ**

# સમર્પણ

સ્વર્ગસ્થ બ્હેન

શાંતા

તેમજ

સ્વર્ગસ્થ ભાઈ

સોભાગમલ

ને

સાગરમલ

ॐ

॥ श्री वीतरागाय नमः ॥

# ભગવાન મહાવીર !

## પ્રકરણ ૧ લુ * પ્રાગટ્ય

**આજથી** ૨૫૩૨ વર્ષ પહેલાં વિહાર પ્રાંતમાં આવેલ કુંડલપુરમા ત નગ્રાધિપ નાથ વંશીય ક્ષત્રિ મહારાજા **સિદ્ધાર્થને** ત્યા, મહારાણી **ત્રિશલાદેવી** ( પ્રિયકારિણી ) ના ગર્ભથી કર્મોને જીતનાર, અને એ જીતનારના ઉપાસક જૈનીઓના, ધર્મતીર્થનો પ્રચાર કરનાર, જન્મથી અસાધારણ શકિતઓને ધારણ કરનાર જે મનાય છે તીર્થંકર તેવા ચોવીસમાં ભગવાન **મહાવીર** તીર્થંકર પ્રગટયા

**પ્રગટી** ચુક્યા હતા રૂષભદેવથી ભગવાન પાર્શ્વનાથ (પારસનાથ) સુધીના ત્રેવીસ તીર્થંકરો **ભગવાન મહાવીર** પહેલા કે જેમણે અહીંસામયી જૈન ધર્મને સંસારના રાષ્ટ્રધર્મ પોતાના ધર્મ પ્રચારના સમયે સ્થાપ્યા

**જ્યારે ભગવાન પાર્શ્વનાથ** કરી રહ્યા હતા ધર્મ પ્રચાર તે સમયે વૈદિક ધર્મનો **પ્રચાર** થયો અને **वैदकी हिंसा हिंसा न भवति ।** ( વેદમા જે યજ્ઞબલિ હિંસા થાય છે તે હિંસા નથી )

આ સુત્રાનુસાર, મહા ભયંકર પશુ હિંસા થવા લાગી. કેટલાએ નિર્બળ પ્રાણીઓનો વધ થવા લાગ્યો, અત્યાચાર, અન્યાય નિઃશંક થઇ યથેચ્છ રીતે સબળ, ધનવાન કરવા લાગ્યા. આથી ત્રાસ્યો સર્વ સંસાર, આવા સમયે પધાર્યા ગર્ભે **ભગવાન મહાવીર,** પુણ્ય પ્રતાપથી તેમના, વર્ત્યો જગતમા આનંદ દુખ કષ્ટનુ સામ્રાજ્ય જે રહયુ હતું પ્રસરી, તેને વિનાશવા, પૃથ્વીતલે પગલા કર્યા, ચૈત્ર સુદ **૧૩** ને દીને **ભગવાન મહાવીરે,** અને તે દીવસે મહારાજાને ત્યા આવી દેવોએ મનાવ્યો જન્મોત્સવ.

## પ્રકરણ ૨ જુ —— જેમાં બળ પરીક્ષા થાય છે.

**ભગવાન મહાવીર,** વયે વધવા લાગ્યા દીવસો જતા એક દીવસ રમી રહ્યા હતા. બાળસખાઓ સાથે વનમા, તે સમયે એક રૂધ્ધિધારી દેવ મહા ભયંકર હાથીના રૂપમા **ભગવાન મહાવીરની બળ પરીક્ષા** કરવા ભયંકર ગર્જના કરતો, તેમની સાનિધ્યમા આવ્યો, અને તેથી બાળકો ચોતરફ નાસવા લાગ્યા. પણ બાળક **ભગવાન મહાવીર** શાંત ઉભા રહ્યા, કે જેઓ હતા, પૂર્ણ શકિતશાળી, તેઓ આજન્મ સન્તાધિશની દ્રઢતાથી, દેવને ડારતા હાથી સમિપ જવા લાગ્યા, અને મુષ્ટિ પ્રહારથી મદ રહીત કર્યો

**હાથીનું** રૂપ ત્યાગી, દેવ રૂપે થઇ, મહાવીર બળ પ્રશંસા કરી, મહાવીર અભિધાનથી વિભુષિત કરી, દેવલોક ગયા

## પ્રકરણ ૩ જુ * વૈરાગ્ય

**દિવસો જતાં સુંદર**, સુડોળ બળવાન એવા બાળક **મહાવીર** યુવાન થયા, યુવાવસ્થામા પદાર્પણ કર્યા છતા વિષયવાસના કામભોગાદીથી દુર હતા. મને નિર્વિકાર હતા, તેઓ હતા રાજપુત્ર. સુદર ભોગ વિલાસીય વસ્તુઓ તેમને માટે હાજર હતી છતાંએ જળકમળવત્ હતા. તેઓ પવિત્ર, નિર્દોષ હતા. ભોગવિલાસની ચિંતાઓ સ્પર્શી શકતી નહી.

**કયો પિતા** યુવાન પુત્રને પરણાવવા આતુર નહી હોય ?

**મહારાજા સિદ્ધાર્થે મહાવીરનું** સુદર રાજકન્યાઓ સાથે પાણી ગ્રહણ કરાવવા ઇચ્છયુ પણ જેણે જગતને ઉદ્ધારવા જન્મ લીધો તે આ વાતો કેમ સ્વિકારે? તેઓએ આજન્મ બ્રહ્મચારી રહેવા પ્રતિજ્ઞા કરી ૩૦ વર્ષ સુધી કુટુંબસહ રહયા, તે દરમ્યાન અસાર સંસારથી પૂર્ણ પરીચિત થઇ તે દુઃખોથી મુકત થવા તપ સાધના વિચાર્યું

**માતા પિતાએ** ઘણા સમજાવ્યા પણ વ્યર્થ તેઓએ જંગલનો માર્ગ લીધો ઉતારી રાજવેષ, નગ્ન રહી જંગલમાં જે અહરનિશ તપ, ધ્યાન, કરે છે. ભોજન માટેજ શાહેરમા આવે છે તેવા દીગબરી જૈન સાધુ થઇ તપ કરવા લાગ્યા.

**એક દિવસ** પદ્માસનવાળી જંગલમાં ધ્યાનમગ્ન થઇ આત્માના ગુણોનો વિચાર કરી રહયા હતા, તેવે સમયે જેને અનેક વિદ્યાઓ કરી હતી સિદ્ધ, તેવા **સ્થાણુંરૂદ્રે** નિહાળ્યા. પુર્વ જન્મના વૈર

કારણે તે યોગી **મહાવીર** માટે ક્રોધાંધ થયો દુઃખી કરવા તમને અનેક યત્નો આદર્યા, થઇ ભૂત–પિશાચ નૃત્ય કરતો, સિંહ–અષ્ટાપદ થઇ ત્રાડતો, ફુંકારતો સર્પ થઇ કીતુ ન ડરાવી શકયો **ભગવાન મહાવીરને.** વ્યર્થ યત્નો જતા ક્ષમાની માગણી કરવા નમ્યો ચરણે ભગવાનના, અને ક્ષમા યાચી થયો વિદાય

**યોગી મહાવીર** હતા દેવતા પ્રેમના જ્યાં હોય તેઓ ત્યાં પ્રેમ સામ્રાજ્ય વ્યાપતુ આજન્મ વિરોધ દૂર થતા. સિંહ, હરણ, મોર, સર્પ એકી સાથ રહેતા

**ઘણા દીવસો** નિરાહાર રહી, તપ સાધી, દેહને કૃશ કરી ઇંદ્રિ, અને મનની વાસનાઓ નિર્મુળ કરી, વૈસાખ સુદ ૧૦ ને દીવસે જે આત્માના મુળ ગુણોને નાશ કરે છે એવા, જ્ઞાનાવર્ણી (જેપુર્ણ જ્ઞાન ન થવા દે) દર્શનાવર્ણી (જે પૂર્ણ દર્શન ન થવા દે) મોહની (જે સાચું સુખ ન થવા દે) અંતરાય (જે પૂર્ણ શક્તિ ન થવા દે) તેવા ચાર ઘાતી કર્મોનો નાશ કરી જે શકિત-દ્વારા ભુત, ભવિષ્ય, વર્તમાન સ્થિતિ સમજી શકાય–જોઇ શકાય તેવી શકિતને પ્રાપ્ત થયા. તે પછી,—

**દેવતા,** મનુષ્ય, સ્ત્રી, પશુ, પક્ષી સર્વ કોઇ ભગવાનનો ઉપદેશ સાંભળવા આવ્યા પરંતુ ભગવાનની દીવ્ય ધ્વનિ કે જે મેઘ ગર્જના જેવા અવાજ વાળી હોય છે, અને જે સર્વ કોઇ પોત પોતાની ભાષામા સમજી શકે છે તે ન થઇ, કારણ કે તે ધ્વનિનો અર્થ સમજાવનાર જે સર્વ મુનિઓમા શ્રેષ્ઠ એવા ગણધર કહેવાય છે, તે ન હતો. આવા ગણધરનો વિચાર કરતા પોતાના જ્ઞાનથી ઇંદ્રે

જાણ્યુ કે **ભગવાન મહાવીરનો** પ્રથમ ગણધર **ગૌતમ** થનાર છે તેને લાવવા વૃદ્ધ બ્રાહ્મણનુ રૂપ લઇ ચાલવા માડયુ.

**બ્રાહ્મણ ગૌતમ** વેદ, શાસ્ત્ર, અને પુરાણોનો જ્ઞાતા હતો. પ્રકાંડ પંડીત હતો. જેને ૫૦૦ શિષ્ય હતા. પોતાની વિદ્યાનો અભિમાન હતો, તે પોતાનાથી કોઇને મોટો માનતો ન હતો. ત્યા ઇન્દ્ર આવી,

**त्रैकाल्यं द्रव्य षट्कं नव पद सहितं जीव षट्काय लेश्याः ।**
**पञ्चान्ये चास्तिकाया, व्रत समिति, गति, ज्ञानचारित्र भेदाः॥**

**ઇત્યાદી** શ્લોકના અર્થ પૂછ્યા જ્ઞાન શૂન્ય થયો **ગૌતમ** શ્લોક સાભળી ન સમજાવી શક્યો, શ્લોક ખોટો છે સિદ્ધ કરવા આવવા વદ્યો, આવી આપ્યુ નિજ ગુરૂ સમિપ સમોશરણમા આવી શ્લોક ખોટો સિદ્ધ કરવાનુ આમંત્રણ **ગૌતમ** ત્યા આવ્યા, પણ [illegible] નિહાળી **ભગવાન મહાવીરનું**, નમ્યો [illegible] અભિમાન ત્યાગી **ગૌતમ** ને ૫૦૦ શિષ્યો સહ થયા શિષ્ય.

## પ્રકરણ ૪ થુ — ઉપદેશ.

**ભગવાન મહાવીરના** સમોશરણમા ઉપદેશ સાભળવા આવનાર નિર્ધન, શ્રીમત પશુ, પક્ષી, સર્વ કો માટે હતુ એક સ્થળ, હતો એકજ ભાવ.

**સર્વજ્ઞ,** રાગ દ્વેષ રહીત **મહાવીરનો** ઉપદેશ હતો

વિશ્વ કલ્યાણકર તેમનું મુખ્ય લક્ષ્ય ઉપદેશનુ હતું મોક્ષ પ્રાપ્તિ. કારણ કે મોક્ષમાજ આત્માને સ્વતંત્ર સુખ મળી શકે છે તેમણે સમજાવ્યું કે પ્રત્યેક સંસારી આત્મા **સમ્યગદર્શન** ( સાચો વિશ્વાસ. ) **સમ્યગ્જ્ઞાન** ( સાચુ જ્ઞાન ) **સમ્યગ્ચારિત્ર** ( સાચું આચરણ ) દ્વારા સંસાર બંધનથી મુક્ત થઇ જીવન્મુક્ત થઇ શકે છે; અને સ્વતંત્ર સુખનો અધિકારી થઇ શકે છે.

**જીવ** જે કાંઇ કાર્ય કરે છે. અને જેનુ રૂપાતર '**કર્મ**' થાય છે અને ક્રોધાદિના સબંધથી ફળ દેવાની શકિત પેદા થાય છે કે જે સમયે સમયે ફળ આપે છે તે કર્મ બધનથી છુટવા માટે આ વાતો જાણવી જોઇએ.

## હું કોણ છું ? કર્મ શું છે ? કર્મનું બંધન શાથી ઘટે ? મુક્તી કેમ મળે છે ?

**ઉપલા** પ્રશ્નોના નિરાકરણ માટે તેમણે જે વસ્તુ હંમેશા મુળ સ્થિતિમા કાયમ રહે છે કે જેને તત્વ કહે છે તેવા—

**જીવ** ( જેમા ચેતન શકિતી હોય તેને જીવ કહે છે. ) જ્ઞાન ( જાણવુ ) દર્શન ( દેખવુ ) ની શકિતનુ નામ ચેતના શકિત છે કે જે દરેક પ્રાણીમા કાયમ રહે છે. જીવ પોતાના મુળ સ્વરૂપમા શુધ્ધ રૂપ સત્ ચિત અને આનદમય છે. તે અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ અને અનંત શકિતનો ભંડાર છે અજર અમર અવીનાશી છે. **અજીવ** ( જેનામા ચેતના શકિત નહી તે) **પુદ્ગલ** (જેમાં રૂપ. રસ ગંધાદિ હોય છે ) **ધર્મ** ( જે જીવ અને પુદ્ગલને ચલન શકિતમા સહાય્ય છે, ) **અધર્મ** ( જે જીવ

પુદ્ગલને સ્થિરતા માટે મદદ કરે છે.) **આકાશ** ( જીવ અને પુદ્ગલને સ્થાન આપે ) **કાળ** ( જેમા જીવ અને પુદ્ગલનું પરીવર્તન થાય ) **અજીવ**ના ભાગ કહે છે.

**આશ્રવ** ( જેથી કર્મ આવી શકે તેને આશ્રવ કહે છે. ) આ આશ્રવ મીથ્યાત્વ ( ખોટા વિશ્વાસને મિથ્યાત્વ કહે છે ) **કષાય** ( ક્રોધ, માન, માયા, લોભ ) **અવ્રત** ( પાંચ ઇંદ્રિયો અને મનને વશમા ન રાખવુ તેમજ છ પ્રકારના જીવોની હીંસા કરવી તેને અવ્રત કહે છે. ) અને **યોગ** ( મન, વચન કામ એ ત્રણ યોગ છે ) ને લઇ થાય છે

**મન**, વચન અને શરીરના કારણથી મિથ્યાત્વ, **અથવા અ**વ્રતને વશ થઇ જે કર્મ કરવામા આવે અને તેથી આત્મામાં ઓતપ્રોત થવા માંડે છે તેને આશ્રવ કહે છે

**બંધ** ( કર્મ અને આત્માના ભાગ ભેગા થવુ તેને બંધ કહે છે. આ બંધ મિથ્યાત્વ અને કષાયના સંબંધથી થાય છે.)

**સંવર** ( આવતા કર્મને રોકવુ તેને સવર કહે છે. ઇંદ્રિયોનો નિગ્રહ અને મનને વશ કરવાથી કર્મ રોકાઇ જાય છે.)

**નિર્જરા** ( સ્થિર થએલા કર્મોનો નાશ થવો તેને નિર્જરા કહે છે તપશ્ચર્યા અને સમાધિથી કર્મોની નિર્જરા થાય છે.)

**મોક્ષ** ( સર્વ કર્મોથી મુકત થવુ તેને મોક્ષ કહે છે.)

**એ** સાત તત્વોનું વર્ણન કર્યું એ સાત તત્વોના સાચા સ્વરૂપમાં વિશ્વાસ કરવો તેજ સમ્યગ્દર્શન છે.

**આ સાત** તત્વોમાં દૃઢ શ્રદ્ધા રાખી હંમેશા એવા ઉપાયો આદરવા જોઇએ કે જેથી કર્મોનો આશ્રવ અને બંધ ન થાય પોતાની ઇંદ્રિયો અને મનને વશમાં રાખવુ જોઇએ અને તપશ્ચર્યાથી કર્મોનો નાશ કરવા યત્ન કરવો જોઇએ

**સમ્યગદર્શન** થઇ ગયાથી પદાર્થોનુ જેવું સ્વરૂપ છે તેવુજ જ્ઞાન થાય તેને સમ્યગ્જ્ઞાન કહે છે તેના ચાર ભેદ **પ્રથમાનુયોગ** ( જેથી જૈનના ઐતિહાસિક મહા પુરૂષોના ત્યાગ, વૈરાગ્ય તથા પવિત્ર જીવનનુ જ્ઞાન થવુ ) **ચરણાનુંયોગ** ( જેથી ગૃહસ્થ અને ત્યાગીઓના આચરણનુ જ્ઞાન થાય ) **કરણાનું યોગ** ( જેથા યુગ પરીવર્તન, જીવોની યોની, ગતિનુ જ્ઞાન થાય. ) **દ્રવ્યાનું યોગ** ( જેથી જીવ, અજીવ, બંધ, મોક્ષ પુણ્ય. પાપનુ જ્ઞાન થાય. )

**મુક્તિ** માટે પ્રત્યેક મનુષ્યે સમ્યગ્જ્ઞાન મેળવવા યત્ન કરવો જોઇએ સમ્યગ્જ્ઞાનથી પદાર્થના જાણકાર થવાથી આત્મોદ્ધાર માટે કયા કર્મો કરવા જોઇએ. અને કયા ન કરવા જોઇએ તે જણાવ છે. ઉત્તમ આચરણ કરવુ તેને સમ્યગ્ચારિત્ર કહે છે, એ ચારિત્રના બે ભેદ છે એક **શ્રાવક** ( ગૃહસ્થ ) નુ ચારિત્ર અને બીજુ **મુનીનુ** ચારિત્ર.

**ગૃહસ્થ** અણુવ્રત અને મુનિ મહાવ્રતોનુ પાલન કરે છે. **હિંસા અસત્ય, ચોરી, પરીગ્રહ, કુશીલ,** એ પાંચ પાપ છે અણુવ્રત કહેવાય, યથાશક્તિ તેના ત્યાગને, પુર્ણ ત્યાગ તેનો એ મહાવ્રત.

**અહીંસાનુંવ્રત** ( અલ્પ હીંસાનો ત્યાગ કરવો તેને અહીસાણુવ્રત કહે છે. ) હિસા બે પ્રકારની છે (૧) **દ્રવ્યહિંસા.**

( કષાયને વશ થઇ કોઇ પ્રાણીના પ્રાણો ( પાંચ ઇંદ્રિ, શરીર, મન, વચન, આયુ અને શ્વાસોશ્વાસ આ દસ પ્રાણ છે. ) ને દુભવવા તે ) દ્રવ્ય હિંસા ચાર પ્રકારની છે

**સંકલ્પી હિંસા** ( પોતાના મનથી ધારીને હિંસા કરવી.

**આરંભી હિંસા** (ગૃહસ્થનું ખાડવુ, દળવુ, રસોઇ બનાવવી ફરવુ, ચાલવાના આરંભમા સાવધાનીથી કામ કરવા છતાં પણ કંઇક જીવોની હિંસા થાય તે )

**ઉદ્યોગી** ( વ્યાપાર નિમિત્તે જે હિસા થાય તે. )

**વિરોધી** ( પોતાની રક્ષા માટે પોતાના દેશ તથા કુટુંબનાં રક્ષણ માટે અન્યાયને રોકવા માટે જે હિંસા કરવામાં આવે તે. )

**આ હિંસાઓમાંથી** ગૃહસ્થોએ સંકલ્પી હિંસાનો ત્યાગ અવશ્ય કરવા જોઇએ. તે પછીની ત્રણ હિંસાનો ત્યાગ કરવો મુશ્કેલ છે છતા બચવા યત્ન કરવો જોઇએ, સમય પર યુધ્ધ કરવુ જોઇએ. અન્યાયી, અત્યાચારીઓને દંડ આપવો. હિંસક પ્રાણીઓથી બચવા તેમનો સામનો કરવો. આ ત્રણ પ્રકારની શાંતિ માટે દેવ પુજા, ગુરૂ ઉપાસના શાસ્ત્રો વાચવા મન ઇંદ્રિયોને વશ રાખવું, એકાગ્ર ચિત્તે ધ્યાન ધરવુ. અને દાન. આ છ પ્રકારના કર્મ હંમેશા કરવા. જૈન ગૃહસ્થે જુગાર, માસ, શરાબ શિકાર, વેશ્યા સેવન, પરસ્ત્રી સેવન, મદ્યનો ત્યાગ કરવો. કારણ કે આથી જીવોની હિંસા થાય છે. દેવ, દેવીઓ માટે જે જીવોનુ બળીદાન આપવુ તેમનો હોમ કરવો તે મહા હિંસા છે. એથી દેવતાઓ પ્રસન્ન થતા નથી. પણ મહા પાપ થાય છે.

(૨) **ભાવ હિંસા** ( ક્રોધ, માન, માયા, લોભ, રાગ દ્વેષ. મોહાદિથી આત્માની શકિત નષ્ટ થાય છે. આત્મ શકિતને નાશ કરવો તે )

**દ્રવ્યહિંસા** અને ભાવ હિંસાને સારી રીતે સમજી તેનો અલ્પ ત્યાગ અલ્પ હિંસા કરવી તેને **અહિંસાણુવ્રત** કહે છે.

**સત્યાણુવ્રત** ( બીજાને દુ:ખી કરવાના ઇરાદાથી જે કાંઇ બોલાય તેને અસત્ય કહે છે અસત્યનો ત્યાગ કરવો તે સત્યાણુવ્રત )

**અચૌર્યાણુવ્રત** ( કોઇની વસ્તુની ચોરી કરવી તે ચોરી અને તેનો ત્યાગ કરવો તે અચૌર્યાણુવ્રત )

**બ્રહ્મચર્યાણુવ્રત** ( પોતાની સ્ત્રીમાં સંતોષ રાખવો તે બ્રહ્મચર્યાણુવ્રત )

**પરીગ્રહ પ્રમાણુવ્રત** (ધન, ધાન્ય જમીન, સોનુ, ચાદી આદીનુ પ્રમાણ કરવુ, તૃષ્ણા અને લાભનો ત્યાગ કરવા સંતોષ રાખવા )

**ગૃહસ્થીએ** આ પાચ વ્રતોનુ હમેશ પાલન કરવુ જોઇએ

**શ્રદ્ધા,** દાન, આચરણ આ ત્રણને **રત્નત્રય** કહે છે જયારે આ ત્રણના પૂર્ણતા થાય ત્યારે જીવ કર્મ બંધનથી મુકત થાય છે, જયારે આ જીવ સંસાર મોહથી છુટી વિષય વાસના અને પરીગ્રહનો ત્યાગ પૂર્ણ કરે ત્યારે **દીગંબર મુની** થઇ જાય અને તત્પશ્ચાત્ પોતાને આત્માના ધ્યાનમા એક કરી દે ત્યારે તેને આત્મ દર્શન થાય છે ત્યારેજ રત્ન ત્રય પુર્ણ થાય છે.

**આ** પ્રમાણે કર્યો ઘણા વિસ્તારથી ધર્મનો ઉપદેશ **ભગવાન**

**મહાવીરે.** આવી ગયો અંત હિંસા અને અત્યાચારનો ઉપદેશથી એમના, ને થયો પ્રકાશ સત્યધર્મનો સર્વ સંસારમાં અનેક મનુષ્યોએ તે ઉપદેશ ગ્રહણ કરી આત્મ કલ્યાણ કર્યું.

## પ્રકરણ ૫ મું નિર્વાણ.

**તે આસો** વદ અમાવાસ્યાના દીવસનો પ્રભાતનો સમય હતો કે જ્યારે **ભગવાન મહાવીરના** જીવનનો અંતિમ સમય હતો કે જ્યારે તેઓ પાવાપુરના ઉદ્યાનમા આવ્યા, રાત્રિ ધીમે ધીમે પુર્ણ થવા લાગી ને પવિત્ર સમયે **ભગવાને** આ નશ્વર સંસારનો ત્યાગ કરી નિર્વાણ પ્રાપ્ત કર્યું.

**મનાવ્યો** દેવો અને માનવોએ નિર્વાણોત્સવ. પુજા કરી સપ્રેમ. ભક્તિસહ તેમના ચર્ણ રજ ચઢાવી મસ્તકે.

**પ્રાપ્ત** થયુ કેવળ જ્ઞાન ( પુર્ણ જ્ઞાન ) સંધ્યા સમયે ગણધર ગૌતમને. પુનઃપી મનાવવા મહોત્સવ દેવો આવ્યા પાછા, ને પ્રગટાવી રત્નોના દીપકો, આનંદ સાથ મનાવ્યો જ્ઞાનોત્સવ

**આજે** પણ આસો વદ અમાવાસ્યાના દીને પ્રભાતે મનાવો જોઇએ **ભગવાન મહાવીર નિર્વાણોત્સવ**. પ્રેમે કરવી જોઇએ પૂજા. અને સંધ્યાયે પ્રકટાવી દીપક કરવો જોઇએ **ગૌતમ ગણધરનો જ્ઞાનોત્સવ.**

**ભગવાન મહાવીરના** નિર્વાણ સ્મરણાર્થે ચોપડાઓમાં લખવો જોઇએ નિર્વાણ સંવત.

**ભગવાન મહાવીરના** જીવનના ઉપયોગી સુત્રો ગ્રહણ કરવા જોઇએ.

**પ્રાણી** માત્રની સાથે પ્રેમ અને મિત્રતાનો વ્યવહાર રાખવો

**અહિંસા** અને સત્યની હ્રદયથી ઉપાસના કરવી.

**પોતાના** જીવનને લોકોપયોગી બનાવવું

**સાહસ** અને વીરતાથી કઠીણાઇઓ સહન કરવી

**સત્યાગ્રહથી** અત્યાચાર અને અનાચારનુ દમન કરવુ.

**ઇંદ્રિઓ** અને વિષય વાસનાઓનુ દમન કરવુ.

**પોતાના** આત્મબળ અને ચારિત્ર્ય વધારવા.

**જ્યારે** આ શિક્ષાઓ હૃદયાંકિત કરીશું ત્યારે સાચું સુખ, શાંતિ અને સ્વતંત્રતાનું મંગળ પ્રભાત નિહાળીશું

અસ્તુ